સાવ સોનાની સોએ મંગાવું, ને રૂપલા કેરા ધાગા;
ખાંતીલો દરજી શીવવાને બેઠો, કહાન કુંવરના વાઘા.
ઓ નંદના નાહનડીરે. ૩

એરે ઝુલણીમાં કાંઇએ નથી પણ જડીઆંછેમાણેકમોતી;
એરે ઝુલણીને કારણેરે ગોકુળ મથુરામાં જોતી;
ઓ નંદના નાહનડીયારે. ૪

જરકશીનો જામો શીવડાવું, ને ઉપરશીવડાવુંકાનટોપી,
છાનો રહેને મારા કુંવર કનૈયા, કાલ પરણાવું ગોપી;
ઓ નંદના નહાનડીયારે. ૫

દ્વારકાથી પ્રભુ ડાકોર આવ્યા, ને ડાકોર કીધું છે કાશી;
મધરાતે મથુરાથી નાઠા, મારી છે પુતના માસી.
ઓ નંદના નહાનડીયારે. ૬

રૂપીઆ તે ગજનો મશરૂ મંગાવું ને બખીયા દેવરાવું
રામ રાતા;
ગાય શીખેને સાંભળેરે ગુણ ગાય જસોદા માતા
ઓ નંદના નહાનડીયારે. ૭

ખમા મારામનનામોહનજીરે ખમામારાતનનાત્રીકમજીરે
ખમામારાપ્રેમનાપાતળીયારેખમારાચરણુછોડરંગીલારે
ઓ નંદલાલ ઝુલણી કયાંરે વીસારી. ૮

# ધ્રુવાખ્યાન.



## કવિ.

શ્રી ગુરૂ ગોવિંદને હું નમું, પ્રેમશું લાગું પાય;
આરાધું અવિનાશી એવા, અનાદિ નિરંજન રાય.
આદી નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધાં રમવા રૂપ;
સૃષ્ટિ નીપાવા થઇ મનસાય, સુભટ થઈ પોઢયા જળમાં.
જે જે વૈકુંઠરાય. ૧

હરી જળમાં પોઢયા સહી શેષ, નાગ ઉપર તે જાય;
નારાયણની નાભી કમળથી, બ્રહ્મા પ્રગટજ થાય;
બ્રહ્માના સ્વયંભુ તન, તેના પાંચે પુત્ર પાવન;
ત્રણ કન્યા બે પુત્ર વીખ્યાત, પ્રિયવરત ને ઉત્તાનપાદ
જે જે વૈકુંઠરાય. ૨

ઉતાનપાદ નર નીપન્યો, રાજા રૂપ નિધાન;
રાજાને બે સુંદરી, તેનાં સુરતી સુમતી નામ;
સુરતી ઉપર નહીરે માન, તેના ધ્રુવજી એક સંતાન;
સુમતિ ઉપરછેઘણું હેત,તેના કુંવર ઉત્તમ એક.જે.૩
ઉત્તમ ઉછરંગે બેસાર્યો રાયે, સભામાંહી એકવાર;

પુત્ર લડાવે પ્રેમશું રાણી, હઈડે હરખ અપાર.
હરખ ન માયે હૈડામાંય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય;
ઉછીંગબેસવાકીધાંમન,અપરમા! કહે કઠણ વચન.જે.૪
સુમતી.
અપરમાએમ બોલ્યાં ભુંડા, એ સુખ તુજને કયાંથી;
અભાગણીના પેટતણા તું, જાને અકરમી ઇહાંથી.
ઇહાંથી જઇ વનમા તપ માંડ,હરિ ભજીને કાયા છાંડ;
ફરી જન્મલેમારે શરીર,તોતનેરાજ અપાવીશવીર.જે.૫
વચનો વનિતાનાં સાંભળી, ઉતર્યો મહોંનો રંગ;
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મન ભંગ.
મનભંગથઇ નાંખ્યોનીસવાસ,રોતા આવ્યામાનીપાસ,
માયેચાંપ્યારૂદીયાસાથ,કહોકુંવરકોણેદુભાવ્યા આજ.૬
ધ્રુવ.
આજ સભામાં માવડી, બેઠો ઉત્તમરાયને ખોળે,
ઉછંગ બેસવા હું ગયો, ત્યારે અપરમા એમ બોલે,
અપરમા કહેઅભાગણીકેરા,સુખમાગોતોવનજાઓ વેલા;
ફરીજન્મલેમારેશરીર,તો તનેરાજ અપાવીશવીર. જે.૭
સુરતી
વળતી માતા ઉચરે, કુંવર હઇડે મ ધરીએ દુઃખ;
પુરણ પુન્ય કીધાં હશે ત્યારે,તે ભોગવે છે સુખ.

સુખઆપણનેકયાંથીવાલા,નીયમધર્મ કશાનથી પાળ્યા;
નથી સંતોષ્યાજોગીજતિ,તપતીરથવ્રતકીધાં નથી.જે.૮
નથી સંતોશ્યા સાધુને નથી, આપ્યાં વિપ્રને દાન;
• ઓછાં કરમ જ્યાં આપણાં ત્યારે, કયાંથી રાયનાં માન;
માન ભોગવે ઉત્તમ નિત્ય, દત્તવિનાકયમપામીએવિત;
જો હોય ઈંદ્રાસનનો ખપ,તો કુંવર જઈ માંડોતપ જે.૯
તપ માંડયું બ્રહ્માજીએ ત્યારે, પામ્યા પદ્માસન;
સેવા કીધી મન ભાવતી ત્યારે, પ્રગટયા નારદ મુન્ય.
મુનીએ માંડયો મોટોજાગ,તપતીરથવ્રત થયા સુભાગ;
જોકરીએશ્રીહરીપ્રસન્ન,તોઅભાગીયાંટળીએતન.જે. ૧૦

ધ્રુવ.

તને અભાગણી હું ટાળું મા, છુરે તમારો તન;
વનમાં જાઉં વેગે કરીને, સુખ સંભારૂ નહિ અન્ય.
સુખ સંભારે સાલે જેહ, વીશ્વંભરે પરઠીયો દેહ;
હરી મળેતોતાપઓલાય,નહીતરપ્રાણતજુરે માય.જે.૧૧

સુરતી.

માતાને આંસુ આવિયાં ને, અંતર ઉપજી દાઝ;
–રાજાએ મને પરહરી, કુંવર તું કરે છે તાજ.
તુજ વિના હું રહીશ કેમ, ટોળાં વછુટી મ્રગલી જેમ;
જળ વિનાજેવી માછલી,મારાપ્રાણજશેટળવળી જે.૧૨

ધ્રુવ.

ટળવળ મારે માવડી તું, હવે દુઃખનો આવ્યો અંત;
બીજ રોપવીશ સુખનું, તેને ફળ લાગશે અનંત.
અનંત કરૂણા કરશે હરી,આપણી આશા પુરશે ખરી;
એ છે અનાથનોારે નાથ,તેને ભજવાજાઉંરે માત.જે.૧૩

સુરતી.

વળી માતા એમ ઉચરે, કુંવર પાંચ વરસનો તન;
બીજું બાળક એકે નથી, કેમ હું વાળું મન.
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે;
આંખની આગળરહોનેબાળ,ઘેરબેઠાભજીયેગોપાળ.જે.

ધ્રુવ.

ઘેર ગોપાળ ન પામીએ મનમાં, મોહ ઉપજે માય;
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય.
કાયા દમતાં સરજે કાજ,તપ કરતાં મળશે મહારાજ;
વનમાંજઈવહેલોઆવીશ, માતાદોમુજને આશીષ.જે.

સુરતી.

આશિશ દે છે માવડી સુતને, હજ્યો કુશળ કલ્યાણ;
મસ્તકે રક્ષા માવની, કંઠે કૃષ્ણની રક્ષા જાણ.
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ;
કટીકેશવપુરૂષોત્તમપાય,એવી આશિશદેછે માય.જે.૧૧

માને આંસુ આવીયાં ત્યારે, થંભીને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું વળી, વનમાં વિચરો વીર.
વીર વચન કાને નવ ધરશો,તપકરતાં માયાનવ કરશો;
તપથી તમને મળશેહરી,વીરા વીરાવેગેપધારજોફરીજે.૧૮

કવી.

ફેરા ફરિયો માતનેરે, ફરીને લાગ્યો ચર્ણ;
આજ્ઞા માગીને સંચર્યો, વંદિને શુકન.
શુકન મળી સવત્સી ગાય, સુવાસણિ બેડું ભરિ જાય;
વરકન્યાપરણિનેવળ્યાં, વેદભણંતાવિપ્રજમળ્યા.જે.૧૮
મળ્યા શુકન સહુહરખના, ધ્રુવજીનીકળ્યા નગરબહાર;
આગળ જાતાં ધ્રુવજીને રે, મળીયા બ્રહ્મકુમાર.
બ્રહ્મકુમારભગવાનનેચહાતા,હરિગુણગાતાવેણસુવાતા;
કરજોડી કહે છે ભુપતન,ક્ષમા કરોતમેનારદમુન્યજે.૧૯

નારદ.

નારદ કહે શીદ જાઓ છો, શું તમારે કામ;
કોણ તમારાં માતપીતાને, શું છે તમારૂં નામ.

ધ્રુવ.

મારૂં નામ છે ધ્રુવ નીરધાર,મારા પીતાને બે છે નાર;
રાવણ રાણાબેઠાસોરંગ,ઉત્તમને તેડયોઉછંગ.જે.૨૦
ઊછંગ બેસવા હું ગયો મારિ, ખાંત હઈયાની ખોલી;

દ્રષ્ટીએ મુજને દેખીને ત્યારે, અપરમા એમ બોલી.
અપરકહેઅભાગણીકેરા,જોસુખવાંછેતોવનજાઓવહેલા.
ફરિ જન્મ લેમારિ પેટ,તોતનેરાજ અપાવીશનેટ.જે.૨૨
નેટ નાર કેમ ભોગવું. એને આપ્યું ધન;
સભા સઘળી દેખતાં, મને કીધાં કઠણ વચન.
કઠણ વચન તે કેમ વિસરે, લોઢાસમ હોય તો નીસરે;
ખડગતણોતોસહિયેઘાય,પણએવાબોલસહ્યાનવજાય.જે.

નારદ.

જારે ઘેલા અત્યારથી તું, એવડો શો ધરે કાળ;
માન કુમાન શું તાહરે તું તો, પાંચ વરસનું બાળ.
બાળકને શો ધરવા બોલ,ખાઓ પીઓ ને કરોકલોલ;
અપરમાનાં એવાં હેત,વિચારિને વાળો ચેત. જે. ૨૩

ધ્રુવ.

ચિત્ત તે કઇપેરે વાળીયે, મને બોલાવ્યો નહિ બાપ;
કશાયમાં લેખ્યો નહિ હું તો, તે ઉકળું છું તાપ.
તાપકુંવરનવઆણિઘેરતી,સુખદુખનુંકોઇશરીગતનથી;
હરિયેનીરમ્યુંતેમજહોય,કર્યાકર્મછોડાવેનહિકોય.જે.૨૪
કો કાળે વૃદ્ધિ હાણ છે, તેનો ન ધરો હરખ ને શોક;
અણચીંતવ્યું જે આવિ મળે, તેનો ધર સંતોષ.

સંતોષી કુંવર ઘેર પધારો, અપરમાના બોલ વિસારો;
જા કુંવરતારાબાપનેકહું, રાજઅપાવું તેમાનેસહુ.જે.૨૫

ધ્રુવ.

સભામાં શું દેખાડીયે, સહુકોમાં વળી નાક;
સભામાં જ્યારે શોભશું, મન પુરશે અભીલાખ.
લાખ લાખેણો કરશે હરિ, ત્યારે મંદીર આવીશ ફરી;
તપકરતાંજોહરિનહિમળે,તોમુજપ્રાણતજીશહું બળે.જે.૨૬

નારદ.

બળ કીધે હરી નહિ મળે માનો મારા તન;
જન્મ થકી જોગી દેહ દમે, સ્વપ્ને નહિ દરશન.
દર્શન તમને કેમ આપશે, વન જઇને વિમાસણ થશે;
વાઘ વરૂ વનમાં બહુ હશે, તે દેખીતુજતનધ્રુજશે.જે.૨૭
જાશે ચીત સંસારમાં ત્યારે સાંભળશે રંગભોગ;
ભુખ તરસ જ્યારે લાગશે, ત્યારે કુંવર મુકશો જોગ.

ધ્રુવ.

જોગ રૂષી નહિ મુકુ સ્વામ, મન ઈંદ્રિયો રાખીશ ઠામ;
મેરૂચળે પણ ચુકું નહિ, રૂષીજી તમ પસ્તાપે સહિ.જે.૨૮

નારદ.

રૂષી કહે તું નીસર્યો ત્યારે, જાને મધુવન માંય.
જમુનામાં નાહીને, તપ આદરજે ત્યાંય.

ત્યાંજઇ કરજે અલ્પાસન, જળપત્રને ફળ પ્રાશન;
વળીતુભજજેહરીનુંનામ,સ્વરૂપસમરજેશ્રીઘનશ્યામ.જે૨૯
શ્યામને શીશ મુગટછે કાને, કુંડળ મકરાકાર;
કોટે કૌસ્તુભ કટિમેખળા, પાય નેપુરનો ઝણકાર.
હાથપદમશંખ ચક્રને ગદા, એવું સ્વરૂપ સમરજે સદા;
કાનમાંઅક્ષરકહુંછું જેહ, દ્વારશાઅક્ષરભણજેએહ.જે.૩૦

કવી.

એ કરતાં ખટ માસમાં તુજને મળશે વૈકુંઠનાથ;
આશીર્વાદ દેઇ દાસને, મસ્તકે મુકયો હાથ.
હાથજોડીધ્રુવ લાગ્યો ચરણ. આજ્ઞા માગીવિચર્યોઅરણ;
એહ કથા રહિએણેઠામ, રૂષિપધાર્યા રાયને ગામ. જે.૩૧
મુનિ આવ્યા મહારાજપે, જોવા રાયતણું સુખ મન;
માન દિધાં બ્રહ્માપુત્રને, વળી આપ્યાં આસન.
આપ્યાં આસન બેઠા રૂષિ, આશા ઉત્તમ તાતને વશી;
આશાંરેરૂષિસુખનાંરાજ,ધ્રુવવિનાચીંતાઅતિઆજ.જે૩૨

રાજા.

આજ સભામાં રૂષિજી મારે; ઉત્તમ ખોળામાંય;
ધ્રુવજી હોય તો આ વધે બહુ, ઉછંગની શોભાય.
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો, તેનેતો મેંનવબોલાવ્યો;

સ્ત્રીનેવરાંસેવિસર્યુંબાળ,અપરમાએદીધી ગાળ. જે. ૩૩
રૂષિ એ વચન નિસર્યો, વિરો ગયો છે વંન;
વનમાં વાઘ વરૂ હશે, તેને દેખી ધ્રુજશે તંન.
તન ધ્રુજશે તડકે ટાઢે, મંદિરમાં માલતો લાડે;
વાયુવૃષ્ટિકેમસાહેશે કુમાર,એની કાયાછેકોમળ સાર.જે૩૪
કોમળ પટકુળ પહેરતો, કેમ ઓઢશે મ્રગચર્મ તેહ;
મુસ્તક બાંધતો મોળીયું, કેમ જટા રાખશે એહ.
એહ આનંદે હરતો ફરતો, ઘોડાની અસ્વારી કરતો:
કાંટામાં કેમ સુશેબાળ,એનીસજ્યાઅહિં છેસાર.જે.૩૫
સારાં અન્ન આરોગતો, તે ફળ પાત્રો કેમ ખાશે;
પાણી પીતો પળે પળે, તે જળવિણ કેમ રહેવાશે.
તેની વતી રહેવાશે કેમ, તેહ વિના હું દાઝું એમ;
શુદ્ધ વિનાનો થયોશરીર,વિસરનો નથીતેહજવીર.જે.૩૬
વળી વિરો અહીંયાં આવતો, રમતો રંગ અપાર;
ભુખ તરસ જ્યારે લાગતી, સુખડી માગતો સાર.
સારી સુખડી સુંદર મેવા, કાલુ કાલુ બોલતો લેવા;
તેણે અમને કીધાં તાજ,પુત્રવિનાશું કરવું રાજ.જે.૩૭
શું કરીયે વડીસાહેબી, ચિત્ત ઠરતું નથી કોઈ ઠામ;
શું કરીયે આ રાજને, શું કરીયે ધન ને ધામ.

ધન ગયું અમારૂં આજ, પુત્ર વિના સહુ સુનો સાજ;
પુત્રવીનાહું દુર્બળ દુઃખી,મારા પ્રાણ જશેરેરૂષી. જે.૩૯

નારદ.

રૂષી કહે તમે માં રૂવો, મને મળ્યું હતું તે બાળ;
આશીરવાદ દેઈ મોકલ્યો, ભજવા શ્રી ગોપાળ.
ગોપાળ ભજશે દીવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે;
માંડોરાજ્યને છોડોદુઃખ,એવું કહીનેવળીયારૂખ. જે.૪૦

કવી.

રૂષીને ચરણે લાગીને ધરૂવ, વીચર્યો નવ મોઝાર;
મધુવન પોંચ્યો પ્રેમથી, કીધો ત્યાં જઈ તપ વીચાર;
ત્યાં જઈ માસ કીધા ઉપવાસ, બીજેમાસે ફળકદપ્રાસ;
ત્રીજે માસ છઠે દીનએમ,ચોથે માસેજળનાં નેમ.જે.૪૦
નેમ ધરીને નેહથકી ભજે, ઈશ્વર આશારણ શરણ;
પાંચમે પ્રાણજ રૂંધીયા ધરૂવજી. ઉભા રહ્યા એકચરણ.
ચરણ ચતુરભુજ ચીતમાં ધર્યા,
દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા.
એમ કરતાં વીત્યા ખટમાસ,
રૂદીયાચામાં ઓળખ્યા અવીનાશ જે જે. ૪૧
અવીનાશીને ઓળખીયારે, એમ ઉભો રાજન;

પૃથ્વી લાગી ડોલવા ત્યારે, ડોલ્યું ઇંદ્રાસન;
ઇંદ્ર અમર સૌ એકઠા થયા; વેગે કરી વૈકુંઠ ગયા;
જઈ કેશવને લાગ્યાપાય, મધુવનમાં કોઇકષ્ટે કાય.જે.૪૨

દેવતા.

કાયા કષ્ટી વંશ રાખવી એ, ઈંદ્રી મન અચેત;
અચરત એતો અતી ઘણું, એમ બોલ્યા અમરધરીહેત.
અમર કહે અમને બીક લાગી,રખે લીયે ઈંદ્રાસન માગી;

વિષ્ણુ.

વિષ્ણુકહેસાંભળસુરપતી,રાજ્યભોગએઇચ્છતોનથી. ૪૩
નથીઇચ્છતો સંપતીનેકે, નથી ઇચ્છતો સુખ નેહ;
ચરણધર્યાં ચીતે મારાં, ક્ષણું અળગો ન મુજથી એહ.
મુજ થકી અળગો નહિ એહ, એણે દમી છે પુરણ દેહ;
સદા સ્મરણ રાખેછેમારૂં,કહોજીએનેકેમવીસારૂં જે. ૪૪
વીસાર્યો વીસરે નહિ એને, આપીશ અવીચળ અર્થ;
નામ નહિ લે તે તમતણું, તમે કાંય બીહો છો વ્યર્થ

કવી.

ઇંદ્રતણી આસના વાસનાકરી. સુરસ્થાનક મોકલ્યા ફરી;
ગરૂડે ચઢી ચાલ્યા શ્રીહરી, વનમાં આવ્યા વેગે કરી.૪૫
કર્યો નાદ જ્યારેશંખનો; ત્યારે ધ્યાનમાંથી ધ્રુવ જાગ્યા;
નેત્રભરી નીહાળીનેરે, પ્રેમ શું પાયે લાગ્યા;

પ્રેમ કરી પ્રણામ્યા નાથ, હરીએ મેલ્યો મુસ્તક હાથ.
નીર્મળવાણી હવીપ્રકાશ, સ્તુતીકરે કરજોડીદાસ, જે. ૪૬

ધ્રુવ.

દાસ દયાળને વીનવે તમો, સર્વ જગતના ભુપ;
અકળ તમારી ગતી છે ન્યારી, અકળ તમારૂં સ્વરૂપ.
સ્વરૂપ નામ તમારાં જેહ, ગણતાં પાર ન પામું તેહ;
સઘળીવાતે છો તમેશ્યામ, પ્રાણીમાત્ર કરેપ્રણામ. જે.૪૭
પરણામી પરમાત્મા શ્રીહરી, સારંગપાણી હોય;
અદભુત શક્તી આપની, તારો પાર ન જાણે કોય;
પાર ન જાણે કોય લગાર, હું કેમ પામીશ તારો પાર;
એવુંસુણીહરખ્યાનરહ, કુંવરકાંઇએકમાગ્યતું વર. ૪૮.
વર કેમ માગું વીઠલા,હું તો કરીશ તમારી સેવા;
વીષય ભોગ સંસાર છે એતો, સુપનાના સુખ જેવા.
સુપના જેવી કાચી કાયા, સંસારની શી ધરવી માયા;
માયામાં ન મને મોકલો, વાહીને ન કરો વેગળો, જે.૪૯

વિષ્ણુ.

વેગળો વીરા ક્ષણું ન કરૂં, વળી તું વહેલો આવીશ;
જે ફળ દુર્લભ દેવને મળવું, તે ફળ તું પામીશ.
તેફળ તુજને આપું આજ, સંસારમાં તારીનરહેલાજ;
લોક કહે રઝળીનેમુવો, સ્વજનોમાંથીપડયોજુજવો.૫૦

પડયો સ્વજનથી જુજવો ત્યારે, સુરતીને દુઃખ થાય;
ઘેર જાને વીરા તું તારી, વાટે જુવે છે માય;
માનેબાપતણાંદુઃખકાપો, ઈહાંથીજઈ સૌને સુખઆપો;
મારી આજ્ઞા પાળજ આજ,
છત્રીસ હજાર વરસ ભોગવ રાજ. જે. ૫૧
રાજ્ય ભોગવી તું આવજે,તનેમોકલીશ એક વીમાન;
તેમાં બેશી તું આવજે, તારૂં થશે જગતમાં જાણ.
જાણે જગતમાં થાશે રાય, વેણે વધશે તુજ મહીમાંય

કવી

આપીવચનવળ્યાગોપાળ,જમુનાજીમાંનાખ્યુબાળ.જે.૫૨
બાળકને મારગમાં જાતાં, ઉપજ્યો મન વીચાર;
જે ફળ દુર્લભ દેવ ગણે તે, મને મળ્યા મોરાર;
મળ્યામોરારપણહુંનહિફાવ્યો,હરીભજીને માયા લાવ્યો;
આગળરૂષીજીકહેતાએમ,તમનેત્રીકમમળશેકેમ.જે. ૫૩
મુજને ત્રીકમજી મળ્યા, મેંતો જાવા દીધા ફોક;
ફરી જઈશુ સંસારમાં મને, હસશે દુરીજન લોક.
લોક કહેશે એની બુદ્ધિ થોડી, રત્નઆપીને લાવ્યોકોડી;
પણએકજશાહુંમોટોલાવ્યો,હરીનાંદર્શનકરીને આવ્યોજે.

લોકો.

હરી દરશાન કરીને આવ્યોરે, રાય તમારો તન;

રાજા.

હું દુખીઆને શું હસો છો રે, તમે તે સર્વે જન;
દુખીઆને શું હસવા સાચા;વનેગયા કેમઆવે પાછા;
વન ગયે થયા ખટ માસ, તેકુંવરનોશો વીશ્વાસ. જે.૫૫

કવી.

ઉર ન વીશ્વાસ આવ્યો ત્યારે, આવ્યા નારદ મુન્ય;

નારદ

દરશન કરીને આવ્યોરે, રાય તમારો તન.
રાય તમારો તન ઘણું જીવો, એકુળમાં પ્રગટયોછેદીવો.

કવી

વચન સુણી રીઝયા નરપતી,
વળતી વધામણી આપી અતી. જે. ૫૬
વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવળીહાર;
રથે બેસીને સંચરીયાને, સાથે સુત બે નાર.
નારીને શીરે સુવર્ણ ઝારી, ભેટ ભલી લીધી છે ભારી
રાય રથેથી ઊતર્યા જ્યારે, પુત્રે પરણામ્યાતેવારે.જે.૫૭

ધ્રુવ

પ્રથમ પરણામ અપરમાને, તેં ભેટાડયા શ્રીપત્ય;

સુમતી.

વળતી માતા એમ બોલ્યાં તું, વાણી બોલ્યો સત્ય.
વાણી બોલ્યો તે સત્ય સહી, આપણી આશા પુરણ થઇ

સુરતી.

વીરા હું જોતી હતી વાટ,તેં મારો ટાળ્યો ઉચાટ.જે.૫૮

કવી.

ઉચાટ મનનો ટાળ્યો કુંવર, તેડયો આનંદ ભેર;
હેતનાં આસું આવ્યાં ત્યારે, દુધની ચાલી સેર.
સેર ચાલીતે કુંવરે પીધી, માતાએ ઘણી આશીશ દીધી;

સુરતી.

ઘણા વર્ષ જીવોરે તન, તમે કર્યાં છે કુળ પાવન. જે.૫૯
પાવન કરીયાં કુળ આપણાં, વંશે વધાર્યાં નામ;
મહીમા વધાર્યો જગતમાં, તેં ભજીને શ્રીરામ.

કવી.

રામ ભક્ત તડકામાં દીઠા, ઉતમે ત્યાં છાંયડા દીધા;
બંનેભાઈનીપોતીરળી,હેતનાં આંસુ આવ્યાં વળી.જે૬૦
વળી રોપાવ્યા બારણા આગળ, કેળના થંભ;
અક્ષત અંકુર કુમકુમને જળ ભરી ચડાવ્યા થંભ.
કુળ ઉપર અક્ષત લખીયાજ,ધ્રુવને અવીચળ હોજોરાજ;
ઢોલદદામાભેરીનાદ,ધ્રુવ પધાર્યા નીજ પ્રાસાદ. જે ૬૧
પ્રાસાદ માંહી પધાર્યા ત્યારે, હરખ્યો સઘળોસાથ;
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે, કાઢી વીવાની વાત.
વીવાહ કીધો અહલ્યા સાથે, પ્રેમે કરી પથરાવ્યા નાથે.

ઈંદ્રની કુંવરીનેરાજકુમાર,ધરૂવજીપરણ્યાબીજીનાર.જે.
નારી સાથે રંગે રમે, સુખમા કાઢે દંન;
રાજાએ વળી તેને આપ્યું, પોતાનું આસન.
આસને બેઠા ધરૂવજી જાણે, વરતાવી પોતાના આણ;
શાસ્ત્રપ્રમાણકરીનીરધાર,વરતાવેવરણાશ્રમચારજે.૬૩
વર્ણાશ્રમના ધર્મ બધાને, રામજાવે સુજાણ;

ધરૂવ.

આપ આપના ધર્મ પાળીયે, જે લખયું હોય ગીર્વાણ.
ગીર્વાણ શાસ્ત્ર ભણેરે બ્રહ્મ, આયુદ્ધ બાંધવા ક્ષત્રીધરમ;
વૈશ્યને કરવાખેતીવેપાર,શુદ્રને સેવાનો અધીકાર. જે.૬૪
સેવા તો સઘળી વરણને, હરી ભજોને નીત્ય;
વરણ ધરમ સૌ પાળીએ સાચું બોલીયે તે શુભ રીત.
સાચું બોલી સંતોષ વાળીએ,મોહમાયા સત્વરટાળીએ;
નકરો કુડ કપટ અન્યાય, એટલી શીખામણદેછેરાય ૬૫

કવી.

છત્રીસહજારવરસ વહી ગયાં ત્યારે,આવ્યું વીમાનપાસ
વૈમાન બેસીને સંચર્યા,ધ્રૂવજી ગયાઆકાશ.
આકાશમાં ધ્રૂવ બેઠાજઇ, અવીચળ પદતો પામ્યાતહી;
જે ગાયે ધ્રૂવનું આખ્યાન, તેતો પામે અવીચળ સ્થાન.
જે જે વૈકુંઠરાય. ૬૬

૬૧ ધ્યાન.

સમરી લેને શ્રીહરી. મુરખ તું સમરી લેને શ્રીહરી;
આવો દાવનહિઆવે ફરી,મુરખ તું સમરી લેને શ્રીહરી.
મનુષ્યાદેહ દુર્લભ તને આપી કૃષ્ણએ કરૂણા કરી;
ધન દોલતને માલ ખજાના, બેઠો કચેરી ભરી. મુરખ.
હજુ મુરખ તને લાજ ન આવી, ખાઇશ જુતીઓ ફરી;
તું જાણે મારી સાથે આવશે. અક્કલ તારી ખરી. મુ.
કળજુગમાં કારણ કીર્તનનું, સેહેજે ગુણકા તરી;
મરવાનો ભય નથીરાખતો,ડગનથી ભરતો ડરી. મુ.
ચંચળ ચપળ નેત્ર તમારાંને, શીરપર મુગટ ધરી;
દયાપ્રીતમ ભજ ગોવર્ધનધર;ભવસાગર જા તરી. મુ.

૬૨ ( કૃષ્ણજીના દશ અવતાર ).

કૃષ્ણ કનૈયાને જઇ મળોરે,
હરી હઇયાના હાર મારા વ્હાલા;
પહેલે રૂપે શ્રીહરીરે,
ધર્યો મચ્છા અવતાર મારા વ્હાલા.
શંખાસુરને મારીયોરે,
આપ્યા બ્રહ્માના વેદ મારા વ્હાલા. કૃષ્ણ.
બીજેને રૂપે શ્રી હરીરે.
ધર્યો કચ્છા અવતાર મારા વ્હાલા.

કચ્છે તે સાગર ડોળીઓરે,
ચૌદ રત્ન કાડયાં બહાર મારા વ્હાલા. કૃષ્ણ.
ત્રીજેને રૂપે શ્રીહરીરે,
પૃથ્વી દાંતમાં ઘાલી લાવીયારે,
ગઇતી રસાતાળ મારા વ્હાલા. કૃષ્ણ.
ચોથેને રૂપે શ્રી હરીરે,
ધર્યો નરસીંહ અવતાર મારા વ્હાલા;
હીરણ્યાકશ્યપને મારીયોરે,
પ્રલ્હાદની કીધી સહાય મારા વ્હાલા. કૃષ્ણ.
પાંચમે રૂપે શ્રી હરિરે,
ધર્યો વામન અવતાર મારા વ્હાલા;
બળી પાતાળે ચાંપીઓરે,
આપ થયા છડીદાર મારા વ્હાલા. કૃષ્ણ.
છઠેને રૂપે શ્રી હરીરે,
ધર્યો ફરશુરામ અવતાર મારા વ્હાલા;
ફરશુરામે ફરશી ફેરવીરે,
કાપ્યા સહસ્ત્રા અર્જુનના હાથ મારા વ્હાલા. કૃ.
સાતમેને રૂપે શ્રી હરીરે,
ધરયો રામ અવતાર મારા વ્હાલા;

રામે તે રાવણ રોળીયોરે,
દેવોને કીધું સુખ મારા વ્હાલા. કૃષ્ણ.
આઠમેને રૂપે શ્રી હરિરે,
ધરયો કૃષ્ણ અવતાર મારા વ્હાલા;
કૃષ્ણે તે કંસને મારિયોરે,
આપ્યું ઉગ્રસેનને રાજ મારા વ્હાલા. કૃષ્ણ.
નવમેને રૂપે શ્રી હરિરે,
ધરયો બુદ્ધા અવતાર મારા વ્હાલા;
દશમેને રૂપે શ્રી હરિરે,
ધરશે કલંકી અવતાર મારા વ્હાલા. કૃષ્ણ.
કાલીંગાને મારશેરે.
કમળા કેરા કંથ મારા વ્હાલા. કૃષ્ણ.

૬૩

હું તો તને વારૂં રે, આવીને તે શું કર્યુંરે,
હરી હિરા ખોયો, ને વોહોર્યો સંસાર;
હૈયું તારૂં ફુટયું રે આંખે થયો આંધળોરે,
વિસારીને મેલ્યારે દિનદયાળ હું તો.
મારા સાળા મુરખરે, બુદ્ધિ તારી કયાં બળીરે;
માથે તો ભમતો ન દીઠો કાળ,
ગપાટાને હાંકયારે, તેં તો બધા ગામનારે;

વિચારી ન જોયું રે, સાર અસાર. હું તો.
મનુષ્યા જન્મરે મેળવ્યો તેં ધુળમાં રે,
હંસા ઉપર ધાલી હામ;
જનુનીએ જણ્યો ત્યારે આડો શે ન આવીયોરે,
તારી માની કુખે ન દીધો ડામ. હું તો.
સગાં ને કુટુંબીરે, બુડાવાને સૌ મળ્યું રે;
તરવાને ત્રીકમ નામ સંભાર;
ચટકો તને લાગે તો ઝટપટ ચેતજેરે,
હવેથી તું ગાફલ ન રહીશ ગુમાર. હું તો.
ડહાપણને ડોળ્યું રે, સ્વાર્થ સાથમાં રે,
પરમાર્થની ન જાણી પેર;
રણછોડ કહે છે રે રાંડના ચેતજેરે,
વહી ગયો લોભે નદીની લહેર. હું તો.

૬૪

નહીરે વિસારૂં હરિ,
અંતરમાંથી નહીરે વિસારૂં હરી;
આડે માર્ગે જાતાં ને વળતાં,
અમુલખ વસ્તુ જડી. અંતર.
નદી જુમનાંનાં જળ ભરવાને જાતાં,
શીરપર મટુકી ધરી. અંતર.

પીળાં પીતામ્બર જરકસી જામા,
કેસરી આડ કરી. અંતર.

મોર મુગટ ને કાને કુંડળ,
મુખપર મોરલી ધરી. અંતર.

રાણી રૂક્ષ્મણીના મહેલ તજીને,
કુબજાને રાણી કરી. અંતર.

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરતો વીઠલને વરી. અંતર.

૬૫

રિગુણ ગાવોરે ગાવો, કે અવસર નહિ આવે આવો.
નષ્યા દેહીનો મેળાવો, હરીગુણ ગાવોરે ગાવો. ટેક.
લક્ષચોરાશીમાં ફરશો, ફરી ફરી અવતરશો મરશો;
ખો જનમ જનમ ધરશો, હરિગુણ ગાવોરે ગાવો.
મળી કહે મારૂં મારૂં, તેમાં કાંઈ નથી તારૂં;
ગજળ માયનું લારૂં, હરિ ગુણ ગાવોરે ગાવો.
તે સૌ અળગું રહેશે, વાલપણે વળગ્યું રહેશે;
ખદુઃખ કોણ કોને કહેશે, હરિગુણ ગાવોરે ગાવો.
ાચામાં સાચું કરવું, ધ્યાન હરિનું નીત ધરવું;
ુછોડ આ ટાણે તરવું, હરીગુણ ગાવોરે ગાવો.

૬૬

જે દુઃખ થાય તે થાજોરે રૂડા રામને ભજતાં. (૩)
પંડ પડે તો પડવા દેજો, જીવ જાય તો જાજોરે. રૂડા.
ઉંચો બાંધીનેતળે અગ્નિ પ્રજાળે,મારમુશળ કેરા ખાજોરે;
લોક નિંદે તેને નિંદવા દેજો, રાય દંડે દંડાજોરે. રૂડા.
સાતપાંચ મળી રાંક રણછોડ, ગુણ ગોવિંદના ગાજોરે.

૬૭

સતગુરૂ સહાય કરો એક વારરે,
મારો છે મુરખનો અવતારરે;
પથ્થર કરતાં કઠણ હૈયું છે મારૂંરે,
તેમાં હરિનામ ન ભેદે તમારૂંરે.
મારા તો મનની વાતો છે વાંકીરે;
સતગુરૂએ પથ્થર નાંખ્યા ટાંકીરે;
ટાંકીને મારગ મુગતા કીધારે.
સતગુરૂએ મંત્ર અનોપમ દીધારે,
આત્મ જ્ઞાન વિના ધર શુનુંરે,
સગપણ શોધીને કહાડજો જુનુંરે;
જીવ તું તો જાગીને જોને વિચારીરે,
મુવા પછી મુક્તિ કયાં થકી માગીરે.

એવી છે દાસ હરિની વાણીરે,
તેને તમે રાખજો રૂદીયામાં જાણીરે.

૧૮

જેણેરે ગોવીંદ રામા તમને વીસારયા,
તમને વિસારયા તે નર ભવોભવ હાર્યા. જેણેરે.
તમને વિસારી કવણ સુખ કીધું.
અમરત ઢોળી ઝેર હળાહળ પીધું. જેણેરે.
તમને વીસારી અવર મન મોહ્યું,
કોડીને બદલે કંચન ખોયું. જેણેરે.
તમને વિસારી અવર રંગ રાચ્યા,
વંઝા ન રહી તેની ઝનુની માતા. જેણેરે.
તમને વિસારી નીંદ્રા ભરી સુતો,
ભણેરે નરસૈયો તે નર ભવોભવ વગુતો. જેણેરે.

૬૯

નારાયણનું નામજ લેતાં, વારે તેને તજીએરે;
મનસા વાચા કરૂણા કરીને,લક્ષ્મીવરને ભજીએરે. ના.
કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ માને બાપરે;
ભગની સુતદારાને તજીયે, જેમ તજે કાંચળીસાપરે.ના.
પ્રથમ પીતા પ્રહલાદે તજીયો, ન તજ્યું હરીનું નામરે;
ભરત શત્રુઘને તજીજનેતા,નવ તજીઆ શ્રીરામરે. ના.

 રૂષી પત્ની શ્રીહરીને કાજે, તજેલા ભરથારરે;
તે માટે કાંઈ કુડું ન પડીયું, પામ્યા પદારથ ચારરે.ના.
વ્રજવનીતા વીઠલને કાજે,સર્વે તજીને વન ચાલ્યાંરે;
ભણે નરસૈ વંદ્રાવનમાં, મોહન સાથે માલ્યાંરે, ના.

૭૦

તારી ભક્તિ બોડાણાને ભાવીરે, રણછોડ રંગીલા,
જમણા હાથમાં તુલશી વાવીરે, રણછોડ રંગીલા.
છઠે માસે તે ઠેઠ ચડાવીરે, રણછોડ રંગીલા,
મહા મજરો કીધો મધરાતેરે, રણછોડ રંગીલા.
આપ આવ્યા બોડાણાની સાથેરે, રણછોડ રંગીલા.
દેશ ગુજરાતમાં આવીને રહ્યારે, રણછોડ રંગીલા.
વાલો ઉમરેઠ આવીને રહ્યારે, રણછોડ રંગીલા.
ત્યાં તો પગલાં પુજાય છે તારાંરે, રણછોડ રંગીલા.
સઉને દર્શન થાય છે સારાંરે,રણછોડ રંગીલા.
ત્યાં તો પ્રગટ પારખું કીધુંરે, રણછોડ રંગીલા.
આખા લીંબડામાં એક ડાળ મીઠુંરે રણછોડ રંગીલા
કાબાને થઇ છે જાણરે, રણછોડ રંગીલા.
કાબા દોડેને ભગત થાય આભારે, રણછોડ રંગીલા.
આશારામને આશરો તારોરે, રણછોડ રંગીલા.
વાલા તરીને પાર ઉતારોરે, રણછોડ રંગીલા.

૭૧ પરજ

પ્રભુ વિના બીજું કુણુ તારી બેલ્ય છેરે,
હરિ ભજે તો સુખડાની રેલ્ય છેરે,
સગાં સંબંધી મતલબ કેરાં સ્વારથીરે.
નાડી તુટે ત્યારે કોઈ કોઇનું નથીરે,
ગાડી રથડા વળી ને હાથી ઘોડલારે,
મેલીને મરવું રહેવું તે દહાડા થોડલારે,
મોટા રંગનાં ભરેલાં રૂડાં માળીઆંરે,
એક દીન સુવું છે મશાણમાં અકાળીયાંરે.
ભણ્યા ગણ્યા મરી ગયા ભોગીયારે,
રામના શરણ વિના ભવોભવ રોગીઆરે.
ડાહ્યા ડાહ્યા વખણાતા જે નરાં દેશમાં,
પ્રભુને ભજ્યા વિના પેઠા વંતર વેશમાંરે;
કાયા કોમળી આ તો અગન કેરા રાજનીરે,
રૂદે શીખામણ ધરને રૂષીરાજનીરે.

૭૨

મુક્તિ શીશતણું સાટુંરે, આગળ વસમી છે વાટું. ટેક.
એક દીવસ તો આવી બની, રાજા મોરૂધ્વજને માથે;
કાશીએ જઇનેકરવત મુકાવ્યું, હરીજનને હાથેરે ભ.
સત્યને કાજે ત્રણે વેચાણાં, રોહીદાસ ને રાણી;

રૂષીને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણીરે. ભ.
પેરો પટોળાં પ્રેમનાં રે તમે, શુરવીર થઈ ચાલો;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, અમરાપર માલોરે. ભ.

## ૭૩ શ્રી રાસહુંડી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી,
પ્રભુ એક તમારો આધારરે શામળા ગીરધારી. ૧

સાખી.

પ્રહેલાદની પત રાખવા, ધર્યું નરસીંહ રૂપ;
થંભ થકી વહાલો પ્રગટીયોરે,
માર્યો હીરણાકશ્યપ ભુપરે. શા. ૨
નીભાડામાંથી બળતાં ઉગાર્યા, બીલાડી કેરાં બાળ;
ટીટાડીનાંવહાલેઈડાંઉગાર્યાં,હરીહુતેથયા રખવાળરે. શા.
વાણીઆને વીમાસણ કરી, ને કર્યો માટીનો આર;
ખાંડણીયામાં મોભી ખાંડીયો,
તમારી મરજી પ્રમાણે મહારાજરે. શા. ૪
રાણાજીએ રાડ વધારી, મીરાં કારણ મહારાજ;
ઝેર ઘોળીને મોકલ્યાં તમે,ઝેરના જાણનહારરે. શા. ૫
ગંગેવ કેરે કારણે, ચક્કર ધરીયો હાથ;
સુધન્વાને કારણે તમે, તેલમાં થયા તતકાળરે. શા. ૬

શાબીરાજાની માટી છાબે તોળાણી, ખાલી કર્યાં શરીર;
ધર્મ કેરે કારણે તમે, કોલવા કારણ મહારાજરે. શા. ૭
સાડાત્રણસો ખોરડાં નાગરનાં, જુનાગઢ મોઝાર,
તેમાં નથી મારે નોતરૂં મને,નાતે દીધો તીરસ્કારરે.શા.૮
ઝું પડી તારા સેવકની જમવા નથી જાર;
બેટી બેટા તો વળાવીયાં હવે,
વળાવી છે ઘરની નારરે. શા. ૯
ગરથ તો ગોપીચંદનું તુલસી હેમનો હાર;
સાચું ઘરેણું મારે શામળો મારી,
દોલત છે ઝાંઝને પખાજરે. શા. ૧૦
હું નથી મોટો લાખુપતી, હું નથી શેઠ શાહુકાર;
નરસીમહેતાની વીનતીહું તો,નાગરમાંછું કંગાલરે. શા.
શેઠ તો દ્વારકાંપુરી, શામળશાહ જેનું નામ;
હુંડીલેજોહાથમાંમોહન,કરજોપછી બીજું કામરે. શા.૧૨
તીરથવાસી ગામમાં ફરે, પુછે નામ ને ઠામ;
ગલીએ ગલીએ ફરી વળ્યાં અહીં,
નથી શામળશાહનું નામરે. શા ૧૩
ધુતારે ધુત વીધા કરી, અમને કહેતું બધું ગામ;
ઠગારે કરી ડેકડી અમારે, પુર્વ જન્મનાં પાપરે. શા. ૧૪

તીર્થવાશી ગામમાં ફરી નીકળ્યા ઝાંપા બહાર;
ત્યારેરૂપલીધુંવાલેવણીકનું.વાલોત્યારેથયાતત્કાળરે.શા.
કાને કુંડલ જળહળે, એના તેજનો નહી પાર;
બાંહે બાજુબંધ બેરખા, હરીનેહૈયે હેમનો હારરે. ૧૬
હુંડી લાવો હજુરમાં શામળશા મારૂં નામ;
હમેશાંલખજો હુંડીયું કહેજો,વાણોતરસરખું કામરે.૧૭
હુંડી હાથો હાથ આપી વાલે, પુરી હઈઆની હામ;
નરસીંહમેતાનોસ્વામીશામળોવાલેનવખંડમાંરાખ્યુંનામ

---

મારી હુંડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી;
માથે ધણી ધાર્યો ક્રીરતારરે શામળા ગીરધારી.
મને કોઈની નથી પરવારે, શામળા ગીરધારી;
શામળીયા જેવો સરદારરે, શામળા ગીરધારી. ૧૮

---

પ્રાતઃ પ્રભુ પાર્થના

રાગ વેરાવળ ૭૪.

પઢોરે પોપટ રાજારામના, સતી સીતા પઢાવે;
પાસેબંધાવી પાંજરૂં,હિરા રતને જડાવે. પઢોરે પોપટ.૧
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનુંઘડાવું પોપટપાંજરૂં, હીરારતનેજડાવું.પઢોરે પો.૨

પોપટ તારે કારણે, શી શી રસોઇ રંધાવું;
સાકરનાંકરીચુરમાં, ઉપરથી પીરસાવું. પઢોરે. ૩
પાંખ પીળીને પગ પાંડુંરા, કોટે કાંઠલો કાળો;
નરસૈના સ્વામીનેભજો,રાગતાણી રૂપાળો. પઢોરે. ૪

૭૫ રાગ વેળાવળ.

કોણ એ સમાના કામની, હત્ત ફળીએલ રામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરી ઉભા છે સામા. કોણ. ૧
વાલોજી ગયાતારે વાડીયે, સર્વે સુંદરી સાથે;
શેલડીનો સાંઠો છોલતાં, છરી બેઠીછે હાથે. કોણ. ૨
માનીતી મંદીર પધારિયાં, ચીંથરડાંરે લેવા;
દ્રૌપદીએ ચીર વધેરિયાં,હરીને પાટો બાંધવા. કોણ. ૩
ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસેનવાણુ ચીરપુરીયાં,સઘળી સભારે દેખે. કોણ. ૪
ગરૂડે ચઢીને ગોવીંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભક્તઉદ્ધારણ ભુધરો મેંતા નરસઇનો સ્વામી. કોણ. ૫

૭૬ વેરાવળ.

આવો અમારે દેશડે, મીઠા મોહન માવા,
દહી દુધને ધ્રત ઘણું, ખીરમાં ખાંડ ખાવા. આવો. ૧
રસોઈ કરી ભાત ભાતની, કાન તમારે કાજે;

પ્રીતમ પ્રીતે પધારીએ, કૃપા કરીને આજે. આવો. ૨
ગંગાજળ મેં તો ગરમ કર્યું, નાથ તમારે નાંવા;
આપું પીતાંબર પહેરવા, ચાલો પ્રસાદ આવા. આવો.૩
અરજ શુણી અલબેલડો, પ્રેમે આવ્યા છે ધાઈ;
ગોપીઓ દેખી ઘેલી થઈ, અતી મન હરખાઇ. આવો.૪
ભાવથી ભોજન જમાડી, બીડી પાનની દીધી;
ઘણા દીવસની ગોઠડી, કાન આગળ કીધી. આવો. ૫
પ્રેમની સાંકળે બાંધીયા, હવે નહી દેઉ જાવા;
નરસિંહનાસ્વામીશામળા,ચાલો ગોકુળગાવા. આવો.૬

૭૭

નારાયણ નામ લેને તું પ્રાણિરે,
બદ્રીનાથ પ્રગટયા જુગ જાણી. ટેક.
ગર્ભવાસે રક્ષા કીધી તારીરે;
લીધો જઠારા અગ્નિથી ઉગારીરે,
તેને કેમ મેલ્યો છે વિસારી નારાયણ.
નર દેહ દીધો તુને નાથેરે,
ધન હોય તો વાવર તારે હાથેરે;
પડયું રહેશે કોડી નાવે સાથે. નારાયણ.
વણ સમજે કહે મારૂં મારૂં રે,

ધન કાજ ફરે મન ખારૂં રે;
તારે હાથે નથી ધન તારૂં. નારાયણ.
મિથ્યા સુખમાં તે શું લપટાણોરે,
લોક લાજે ગળે દીધો પાણોરે,
જાય છે તૃષ્ણાના પુરમાં તણાણો. નારાયણ.
કાયા માયા એ રિતે કાચીરે,
તેમાં રંગમાં શું રહ્યો રાચીરે;
બ્રહ્માનંદ કહે વાત સાચી. નારાયણ.

૭૮

વૈકુંઠ મારૂં ઢુકડું, હરિજનને મન હજુર;
દુરીજનથી દુર વસે છે, પ્રેમી જનને ઉર. વૈકુંઠ.
કામ ક્રોધ લોભજ કહીએ, તેનાં ઉખેડાને મુળ;
મોહ માયાને મમતા કહીએ, તેનું કાઢો શુળ. વૈકુંઠ.
પાત્ર દેખીને પોષીએ, ભુખ્યાને આપીએ અન્ન;
કુડી સાખો નવ પુરિએ, પરહરીએ પરધન. વૈકુંઠ.
ચિત ચોરિ ના રાખીએ, મારીને રાખીયે મન;
ભણેનરસૈયોવૈષ્ણકહીએ,હરિનેવહાલા હરીજન. વૈકુંઠ.

પદ ૭૯

ઓ રાણાજી જીવનો સંગાથી હરિવણ મારે કોઇ નથીરે
મારે પ્રભુ ભજવાની હામ મારેહરિભજવાનીહામરે. ઓ.

ઓ રાણાજી એકરે ગાયોનાં દો દો વાછડાંરે;
તેમના જુદા જુદા લેખ (૨) એકરે શીવઘેર પોડીયોરે.
બીજો ઘાંચીડાને ઘેર, હો રાણાજી જીવનો સંગાથી;
ઓ રાણાજી એકરે માટીનાં દો દો માટલાંરે,
હાંરેતેમનાજુદાજુદાલેખ(૨)એકરેમાટલુંજશોદામાતનુંરે
બીજું કાલાલને ઘેરરે, હો રાણાજી જીવનો સંગાથી.
ઓ રાણાજી એકરે વેલાનાં દો દો તુમડાંરે;
હાંરેતેમનાજુદાજુદાલેખ(૨)એકરેતુમડુંસાધુસંગમાંરેજી;
બીજું રાવળીયાને ઘેરરે હો રાણાજી જીવના સંગાથી.
ઓ રાણાજી એકરે માતાના દો દો બેટડારેજી,
તેમનાજુદાજુદાલેખ(૨)એકરેબેટાચોરાશી ધુણીએરે.
બીજોતેલખચોરાશીમાંહ્યરે, હો રાણાજીજીવનો સંગાથી.
ઓ રાણાજી એકરે વાંસની દો દો વાંસળીરેજી.
તેમનાજુદાજુદાલેખ(૨)એકરેવાંસળીજશોદા માતનીરે.
બીજી વાદીડાને ઘેરરે હો રાણાજી જીવનો સંગાથી.
ઓ રાણાજી રોહિદાસની ચેલી મીરાં બોલીયાં રેજી,
હાંરેકેમારેકરવોસાધુસંગ(૨)શામળીયાસાધુનાસંગમાંરે.
જેથી ચડે ચોગણો રંગરે હો રાણાજી જીવનો સંગાથી
હરિ વિના કોઇ નથીરે.

પદ ૮૦

# કક્કો.

## છપાયા છંદ.

કક્કા કર સદગુરૂનો સંગ, રૂદે કમળમાં લાગે રંગ;
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દુર પળાય;
લિંગ વાસના હોયે ભંગ, કક્કા કર સદગુરૂનો સંગ ૧
ખખ્ખા ખરેખરી છે વાત, જે શ્રીમુખે કહી સાક્ષાત,
જ્ઞાની મુની જોગી જતી,ગુરૂ કિરપા વિણ સિદ્ધિ નથી;
જન્મમરણની મટશેવાત,ખખ્ખા ખરેખરી છે વાત. ૨
ગગ્ગા ગુરૂની સેવા કરો, પરનિંદા પરધન પરહરો;
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ;
એ શીખામણ ચીત્તમાંધરો,ગગ્ગા ગુરૂની સેવા કરો. ૩
ઘઘ્ઘા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એ ઉપાય;
સમજીને સંશય ટાળવા, બાહ્યર ભીતર હરિ ભાળવા;
જોતાં જીવ દશાતોજાય; ઘઘ્ઘા ઘણું કહે શું થાય. ૪
નન્ના નિર્મળ તેની દશા,જેને હરિ રૂદીયામાં વસ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો રૂદિયે નવ ગણે,
કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫
ચચ્ચા ચિત્તમાં ચેતી લે, માથે મરણતણો છે ભે;

કાયા ઉપર તાકે કાળ, મોહ પારધીએ માંડી જાળ;
તેમાં હરી રાખે તો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતી લે. ૬
છચ્છા લે માયા ગુણમયી, બળવંતી પણ દીસે નહિ;
દાનવ માનવ ને દેવતા, આધીન થઇ સૌએ સેવતા;
હરિજન આગે હારી રહિ,છચ્છા છે માયા ગુણમયી. ૭
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધિ નિષેધ;
તે માયાનું તજવું માન, માયાપતી ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮
ઝઝા ઝાંખી જોને જેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ;
વિના સરોવર અંબુજસાર, વિના ભમ્મર ઉડે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝા ઝાંખી જોને તેહ. ૯
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર,
કાળ કર્મ નહી લાગે લેશ, આનંદી હરીનો દેશ;
તે પદને પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦
ટટ્ટા ટેક જન્મનો ટળે, અંતરજામી ઘટમાં મળે;
નાના મોટા હરીના ઘાટ, કાંઇ સુક્ષ્મ ને કાંઈ વૈરાટ,
હરીને ભજતાં હુંપદ ગળે, ટટ્ટા ટેક જન્મનો ટળે. ૧૧
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં મળે બીજાની બીક;
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજુ માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨

ડડ્ડા ડહાપણ મુકી દે, સદગુરૂને શરણે જઇ રહે;
વચન તણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો કરજે નાશ;
ઉપાધિથી અળગો રહે, ડડ્ડા ડહાપણ મુકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને રૂદીયે રહ્યું;
સમજ્યા તેણે લીધો સાર ગાફલ નર તો ખાશે માર;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪
રેણા રણ ચોરાશી તણું. તેનું વ્યાજ વધેછે ઘણું
દાણી ઘરમાં ડુલી ગયો, દેવાળું કાઢીને રહ્યો;
જમકિંકર કરશે તાપણું, રેણા રણ ચોરાશીતણું. ૧૫
તત્તા તારૂં આપ તપાસ, કયાંથી આવ્યો કયાં તું જાસ;
ખેપ કરીને ખોળી કાઢ, હરિફ, હોય તો લાગે હાડ;
મુરખના મનમાં નહી ત્રાસ,તત્તાતારૂં આપ તપાસ. ૧૬
થથ્થા સ્થિર તો રહેવું નથી,કોણ રંક કોણ પૃથ્વીપતી;
આજકાલમાં જાવું સહી, કોટી ઉપાયે રહેવું નહી;
ભાવધરી ભજકમળાપતી,થથ્થાસ્થિર તો રહેવું નથી ૧૭
દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ;
પ્રેમ પુષ્પને ચંદનહાર, જ્ઞાનદીપક ઘટમાં અજવાળ,
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવળમાં દેવ. ૧૮
ધધ્ધા ધરજે ધારણ ધીર, વાચ કાચ્છ વશ રાખે વીર;
શબ્દ તણી ગ્રહજે સમશેર, શત્રુ દળમાં પાડે ભેળ;

સદ્દગુરૂ બખ્તર પહેર શરીર,ધદ્ધા ધારણ ધરજેધીર. ૧૯
નન્ના નિશાન ગુરૂનું છેય, ધીરવીર પગ રોપી રેય;
કાયર નરનું નહિ ત્યાં કામ, શુરવીરનો સાચો સંગ્રામ;
જીત્યા નિર્ગુણ જગમાંજેય, નન્નાનિશાનગુરૂનુંછેય. ૨૦
પપ્પા પુરાની જે પ્રીત, મેરૂ ચળે પણ ન ચળે ચિત્ત;
ધ્રુવનીપેરેઅવીચળરહે, સ્તુતિ નીંદાને સુખદુઃખ સહે;
નારાયણને નીરખે નીત, પપ્પા પુરાની જે પ્રીત. ૨૧
ફફા ફોગટ તે કોણ ફરે, સચેત થઇ હરી સ્મરણ કરે;
જન્મમરણમાં આવે નહી,જેનું મન વશીયું હરીમહી;
જઠરા વાસ ન નિશ્ચે કરે, ફફા ફોગટ તે કોણ ફરે. ૨૨
ભભ્ભા ભજનથકીભયટળે, નીશ્ચય કાળકરાળ ન ગળે;
ભેખ ધરે જો સીદ્ધી થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;
જેવોભાવતેવા હરી મળે,ભભ્ભાભજનથકીભયટળે. ૨૩
મમ્મા માયા મનની જાણ, મારૂં તારૂં ખેંચાતાણ;
સઘળે સરખો આત્મરામ, સાંધા વાંધા મનનું કામ;
માટેમન હરીચરણે આણ, મમ્મામાયામનની જાણ. ૨૪
જજ્જા જીવપણું જેહને, સંશય શોક સદા તેહને;
આત્મબુદ્ધી ન ઉપજે કદા, આશા તૃષ્ણાને આપદા;
દેહ દરશી દેખે દેહને, જજ્જા જીવપણું જેહને. ૨૫
રેરા રામ ભજનમાં રહે, બીજું બકવું મુકી દે,

વળતો શીદ વદે છે વાદ, નીદ વલોવે ન આવે સ્વાદ;
હરીનું હારદ હેતે ગ્રહે, રેરા રામ ભજનમાં રહે. ૨૬
લલ્લા લે તું આત્મ લાવ, ફરી ફરી નવ આવે દાવ;
જીતી બાજી હારીશ નહિ, સમજુને શીખામણ કહી;
હવે ન ચુકીશ આવ્યો દાવ,લલ્લા લે તું આત્મલાવ.૨૭
વવ્વા વેદ વચન નિરધાર, જે પ્રીછે તે પામે પાર;
ઉંચ નીચનો અંતર નથી,સમજ્યા તે પામ્યા સદગતી
સંશય શોક તજજોઅહંકાર,વવ્વા વેદવચનનિરધાર.૨૮
શશ્શા સાધન સર્વે થયું. જેનું હરિ ચીત ચરણે રહ્યું:
હરતાં ફરતાં હરીનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન;
કોટીવીધન ભય દુષ્કૃતગયું,શશ્શા સાધન સર્વે થયું. ૨૯
ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજર કરે;
મીનમગર બહુ જળચર જાત,જેવું બીબું તેવી ભાત;
મીસરી જોતાં તો મન ઠરે,ખખ્ખા ખાંડનાં બીબાં ભરે.
સસ્સા સધળે સુંદર શ્યામ,હરી વીના નહી ઠાલો ઠામ;
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ;
જો સમજે તો પુરણ કામ,સસ્સા સધળે સુંદરશ્યામ. ૩૧
હહા હરી ભાળો ભરપુર, દોષ કર્મ તો રહેશે દુર;
રવા ને રજની નહીકો કાળ,તેમ આત્મા પુરણ ભાળ;
નિર્મળ નયણે નિરખોનુર,હહા હરી ભાળો ભરપુર. ૩૨

સૌ અક્ષર સંપુર્ણ થયા હરી ગુરૂ સંતે કીધી દયા;
અક્ષર અક્ષર આત્મ બોધ, જો સમજે તો ટળે વીરોધ;
સંવતઅઢારબત્રીસીસાલ,ચૈતર સુદસાતમસોમવાર. ૩૩
સંઘેસર સાધુનું ધામ, ઠાકોર કુંજબીહારી નામ;
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા,હરી ગુરૂ સંતે કીધી દયા. ૩૪

પદ ૮૧

## ઉપદેશ.

દેહ મનુષ્ય ધરી, હરી ના જાણ્યા તેણે સરવસ ખોયું;
મારા વાલાજી,મહામણી મુકીને પથ્થર ચીત પ્રોયું,ટેક.
તે અમરત ઢોળી વિષ પીધું, તેં હાથે કામ કુડું કીધું;
તેં મિથ્યા માતને દુઃખ દીધું. દેહ૦
તનેજાળવીઓજઠરામાંહી,તારૂંરક્ષણ કર્યુંપ્રભુએ ત્યાંહી;
તે ભાન તને સ્વપ્ને નહી. દેહ૦
તેં જગતપતિને નવજોયો,કલ્પવ્રક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો. દેહ૦
એનીદેહઅશુદ્ધઅશુદ્ધવાણી,જેણેપ્રીતપ્રભુશું નવ આણી;
એ અધમ જાત પામર પ્રાણી. દેહ૦
એને કૃતઘ્નીસરખા કહીએ, તેની સંગે તે સરખાથઇએ;
કહે પ્રીતમ એથી અળગા રહિએ, દેહ૦

પદ ૮૨

હરી ભજન કરો, ભય ભાગે જમ-દુતનો ભકિતભાવે;
અંતકાળસમે,હરિનુંબાનુંહોય ત્યાંજમશીદ આવે. ટેક.

જેને તીલક છાપ તુલસી માળા,
જેને મુખડે ગોવીંદ ગોપાળા;
તેને શું રે કરે જમડા કાળા. હરિ૦ ૧

એવો ભજન તણો પ્રતાપજ છે,
તેને લખ ચોરાશી માફજ છે. હરિ૦ ૨

એવું નિર્ભય નારાયણનું બાનું,
તેનું ખોળે ન રવીનંદન પાનું. હરિ૦ ૩

પ્રાણી મારૂં મારૂં ન મીથ્યા કરવું,
એક ધ્યાન હરિનુ નીત્ય ધરવું;
કહે પ્રીતમ ભવસાગર તરવું. હરિ૦ ૪

પદ ૮૩

## રાજીયા.

જાગો જાગો જીવ લાડકારે, તમને દેઉં છું શીખ;
કહ્યા પ્રમાણે જો ચાલશો, ત્યારે તમને છે ઠીક;
રામ રટોને કોઇ રંગમાં. ટેક.

લક્ષ ચોરાશી વાટમાંરે, ધર્યા બહુ અવતાર;
મનખો મળ્યો ઘણી મહેનતે, નથી વારંવાર. રામ૦૧

કોઇ આગળ કોઇ પાછળરે, જાવું જાવું જરૂર;
રહ્યું નથી ને રહેશે નહી, રાય રાણાને સુર. રામ૦૨

નિવૃત્તી કહે છે નાથનેરે, નહીં માનો મારી વાત;
પડશો પ્રવૃત્તિના પાસમાં, પછે પછાડશો હાથ. રામ૦૩

ન હોય કુટુંબ એ તાહરૂરે, રટો રામ મુકી રાજ;
રણ સંબંધે આવી મળ્યું, લેણા દેણાને કાજ. રા૦૪

ન હોય તરૂણી એ તાહરીરે, દાખે સ્વલ્પનું સુખ;
વીકાર તે થકી વાધશે, પછી દાવાનળ દુખ. રામ૦ ૫

પુત્રને પેટ પીતા આવતારે, પીતાને પેટ પુત્ર;
અદભુત ખેલ રામનો, એમ ચાલ્યું ઘરસુત્ર. રામ૦ ૬

પાળી પોષીને મોટા કરેરે, જીવને આણીને સોષ;
તે પુત્ર મુખ મેલે દેવતા,જુઓ ગુણના ભાઇ દોષ.રા.૭

છળ પડે છે એક એકથીરે, એવો માયાનો ઘોળ;
અન્યોઅન્યે વળગી રહ્યું, માટે જાય ઘરબોળ. રા૦૮

કાયા પરપોટો નીરનોરે, ફુલ્યો ફુટીને જાય;
ગુરૂ ચરણ પ્રતાપથી, નરભેરામ જશ ગાય. રામ૦ ૯

પદ ૮૪

## રાજીયો.

જુઓને નીર ઝાકળ તણું રે, દેખે છે સઉ લોક;
પળ પછી કાંઈ ના મળે, એમ જોબન છે ફોક;
રામ રટોને કોઇ રંગમાં. ટેક.
નિવૃત્તિ રાણી એમ બોલીયાંરે,મને નાથની છે ભાળ;
કહ્યું કરો તમે કંથજી, ફરી નહી આવે તાલ. રામ. ૧
નાટક વીષ્ણુએ રચ્યું જ્યારનું રે, ચીતર્યાં ચોદ માળ;
અથડાયો છે જીવ ત્યારનો, વેઠયા કોટીક કાળ. રા. ૨
સતીતણું કહ્યું સાંભળીરે, લાગ્યો રામનો રંગ.
દશકો નિવૃત્તીનો વહી ગયો,પછી પ્રવૃત્તીનો સંગ. રા.૩
સંતાન થયાં નિવૃત્તિનેરે, પ્રાણ પુરૂષનો સંગ;
ધર્મ સંતોષ વડા દીકરા, જેનો અદભુત રંગ. રા. ૪
શાંતી સંતોષની નાર છેરે, દયા ધર્મને શરણ;
વિવેક વૈરાગ્ય વીચારજી, પુંછે વાળના છે ત્રણ. રા. ૫
જ્ઞાન વહુ છે વૈરાગનાંરે, ક્ષમા વિવેકની નાર;
અક્કલ વહુ છે વીચારનાં, એક સુરતી કુમાર. રા. ૬
એ તો પરવાર નિવૃત્તિનોરે, સંકેતમાં કહેવાય;
ગુરૂ ચરણ પ્રતાપથી, નરભેરામ જશ ગાય. રા. ૭

પદ ૮૫

## રાજીયો.

પ્રવૃત્તી રાણી પછી બોલીયાંરે, ન્હોય તમારા ઢંગ;
હસારત થશે તમ તણી, નવ કરો એનો સંગ.
રામ રટોને કોઇ રંગમાં ટેક.
નવ કરો કહ્યું શોકયનુંરે, તમને દઉં છું શીખ;
જોગી કર્યાની આશા એહને, કંઇને મંગાવી ભીખ.રા૦
અકબરશાહને એ મળીરે, કરી મુકયો ફકીર
ટુકડા માગતો તેને કર્યો, ઉતાર્યું માપ નીર. રા૦ ૨
વાણી મધુરી મુખ ઓચરીરે, દાખ્યું સ્વપ્નનું સુખ;
રળતાં ખપતાં દીન વહી ગયા, પછી વળી ગયું મુખ.૩
શ્વેત કેશો ત્વચા લડબડીરે, આવ્યાં નેતરે બેતાળ;
દંતપુરી તો ઉજડ થઈ, આવ્યો ઢુંકડો કાળ. રા૦ ૪
લોભ પ્રવૃત્તિનો દીકરોરે, જેની લાલચ નાર;
ક્રોધની અરીષા કામની, તૃષ્ણા અક કુમાર. રા૦ ૫
જમને મારે ઝાડો થાયછેરે, આવ્યાં આગળ કર્મ;
કોઠો ચોખાળો બીજો કહે, કોઇ જાણે નહી મર્મ. રા૦ ૬
જમને મારે આંસુડાં પડેરે, દેખી વહાલાને રોય;
જડ વાગીછે માંહે જમની, તે તો જાણે નહી કોય. રા.૭

સાથ પ્રવ્રતીનો સહુ ગયોરે, આવી નીવ્રતી નાર;
ગુરૂના ચર્ણ પ્રતાપથી રટો નરભા શ્રી રામ. રા૦ ૮

પદ ૮૬

## રાજીયો.

જીવ ગયે સુનું સઉ થયુંરે, કાયા નગ્ર શુનકાર;
દશ દરવાજા બંધ થયા. તુટયા શ્વાસના તાર;
રામ રટોને કોઈ રંગમાં. ટેક.
મુવા જીવને રોતુ નથીરે, રડે સ્વાર્થ સગાઈ;
પોતપોતાનું સર્વે રડે, પ્રગટ આપુંછું ગાઈ. રામ૦૧
રડે તરૂણી કેવું કહીરે, છુટા મુકીને કેશ;
ગયું મણીતળ માહરૂં, જાણીને બાળે વેશ. રા૦ ૨
સાસરવેલી શું કહી રડેરે, પુત્રી સુખ વહુ પેર;
હવે અમો તો શું કરૂં, પરણ્યાએ કર્યો કેર. રા૦ ૩
ઓથને માટે બંધવોરે, ભુજ લેલાટ લગાઈ;
રણમાં મુકયો મને એકલો, તને ઘટે નહી ભાઈ. રા૦૪
માતપીતા કેવું રડેરે, પાળે ઘડપણ મારૂ,
પુત્રી ભગની કેવું રડે, સાસરવાસાને સારૂ. રા૦૫
પુત્ર માબાપને કેવું રડેરે, નથી દામ રતી રેખ;
દીવસ પાણી થશે શા વડે, નથી આરો રહ્યો એક.રા૦૬

મશે કે સહેશે ભુખનેરે, જડશે જમનો માર;
માંનું કોઈ કહેતું નથી, માટે જુઠો પોકાર. રા૦ ૭
વાર્થ માટે સર્વે રડેરે, વળી કાંઈ લોકાચાર;
ન નરભા રટો રામને, નહી તો ખાશો પેંજાર. રા૦૮

પદ ૮૭

## રાજીયો.

ડીયા સુતાર સલાટનેરે, ઘણો દાખ્યો દામ.
ગગનમાં મહેલ ગાજી રહ્યા, રટયા નહી કદી રામ.
રામ રટોને કોઇ રંગમાં, ટેક.
મોહોલ કરાવ્યા મોકળારે, બહુ બારીયોના ઠામ,
ઓચીંતા ઉઠીને ચાલીયા, નથી પોહોચી કાંઇ હામ.૧
આવો હીંચોળાખાટ હીંચીએરે, રવી ઉગમતે ભાણ,
સુખ તમારાં સંભાળતાં, મને વાગે છે બાણ. રા૦૨
બચકે બનાતો બાંધી રહીરે, ઘણો ઓઢયાનો પ્રેમ,
ગેડયો તેની ભાગી નથી, રહી એમની એમ. રા૦ ૩
સાલો લીધી છે મોંઘા મુલનીરે, લીલા પીળા છે રંગ,
ઓઢી પહેરી નથી નીસર્યા, નથી અડકાડી અંગ. ૪
સ્વામી તમે છો ભુખાળવારે, જાણું તમારી વાત,
વહાણું વાયાની વેળા માગતા, દુધ સાકરને ભાત, ૫

ચાર દીવસ જતા જાતરારે, ખાવા રાખતા સાથ;
લાંબે પંથે તમે ચાલીયા, કાંઇએ બાંધ્યું નહી સાથ. ૬
ધન ધરતીમાં ઘાલ્યાં રહ્યાંરે, સાથે લીધું ન કાંય;
તે ધનને ક્યારે કાઢશો, તમે ત્યાંહાં અમે આંહ્ય. રા.૭
તડકે તમે નથી નીસર્યારે, ઘણું કોમળ મુખ;
સાણસીએ જમ તન ચુંટશે, કેમ વેઠશો દુઃખ. રા. ૮
ચાર વહુઓને ચાર દીકરારે, નામે ચરણમાં શીશ;
શા માટે મુખે નથી બોલતારે. એવડી શી છે રીસ, ૯
ઓચીંતા ઉઠીને ચાલીયારે, તેનો શો કહું વિવેક;
બીડી આપુ મારા હાથની, લેતા જાઓનો એક.રા.૧૦
જોત જોતામાં ચાલી ગયારે, કંઇ બાપના બાપ;
જીવની સાથે એ સંચરે, એક પુન્યને પાપ. રા. ૧૧
ગુરૂ છોટાલાલ પ્રતાપથીરે, જાગી નરભા તું જોય;
લેણ દેણ આવી મળ્યું, નથી કેનું હવે કોય. રા.૧૨

પદ ૮૮

( નાથ કૈસે ગજકો બંધ છોડાયો )—એ રાગ.

નાથ તમે જાનત હો સબ ઘટકી,
મીરાં ભક્તી કરે પરગટકી;
નાથ તમે જાનત હો સબ૦ ટેક.
ધ્યાન ધરી મીરાં ફેર સમર લો;

સેવા કરે રઘુવરકી;
સાલીંગરામકુ તુલસી ચડાવત,
ભાલ તીલક બીચ ટપકી. નાથ તમે૦ ૧
કૃષ્ણ મંદીરમાં મીરાંબાઇ નાચત,
તાલ મરદંગ વાગે ચુટકી;
રૂમઝુમ પાયે ઘુઘર બાજત,
લાજ ખોલો ઘુંઘટકી. નાથ તમે૦ ૨
વીખના પ્યાલા રાણાજીએ ભેજ્યા,
સાધુ સંગાથે મીરા અટકી;
કરી ચરણામ્રત પી ગયાં મીરાં,
વીષ બની અમરતકી. નાથ તમે૦ ૩
ઘરકી નીકલી ચલીરે કેદારે,
શીરપર ગાગર મટુકી;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
જેસી દોરી ખેલત નટકી. નાથ તમે૦ ૪

પદ ૮૯

## રણછોડજીની તિથીઓ.

સખી પડવે પુરણ બ્રહ્મ, જે કોઇ જાણેરે;
રૂડો રણછોડજીનો ધર્મ, વેદ વખાણેરે.
સખી બીજે બોડાણોજી બોલ, બોલ્યા એવારે

રાખશો રહેશે તોલ, ઉપજે એવારે.
સખી ત્રીજે તે તુલસીનાં વન પ્રભુજીને પ્યારાંરે;
હાથમાં વાવે હરીના જન, શોભે સારાંરે
સખી ચોથે ચાલ્યા જાય, વસમી વાટેરે
રૂદીયામાં રણછોડરાય, મળવા માટેરે.
સખી પાંચમે પળીયા પંથ, તડકા તનમાંરે;
સેવા કરે હરીના જન, મારા મનમાંરે.
સખી છઠે છાપાં અંગ, ધણીનાં ધરીયાંરે;
રાખે રૂદીયા સાથે રંગ, હવે મન હરીયાંરે.
સખી સાતમે સુંદર શ્યામ, મોહન મળીયા રે;
હું તો આવીશ તમારે ગામ, ફેરા ફરીયારે.
સખી આઠમે જોડી વહેલ, બળવંત બેઠારે;
પુર્વ દેશમાં કરી મહેર, પંથમાં પેઠારે.
સખી નોમે નમવા જાય, આણી રાખેરે;
સેવક સુતા સાંગીમાંય, હરિ રથ હાંકેરે.
સખી દશમે આવ્યા ડાકોર, હરજી રસીયારે;
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વસીયારે.
સખી એકાદશીના દન, ગુગળી ઘેર્યારે;
મધરાત્રે આવ્યા મહારાજ, હેરણ હેર્યારે.
સખી બારશે બાંધ્યા છે બંધ, સેવકથી છાનારે;

સોનું તો સવા વાલ પુંજીમાં પામ્યારે.
સખી તેરશે ગુગળી ઘેર, પાછા ફરીઆરે;
મધરાતે આવ્યા મહારાજ, કારજ સરીયાં રે.
સખી ચઉદશે ચરણામ્રત પ્રેમે પીધાંરે;
હરી કઠણ થયા નંદલાલ સંદેશા ન દિધારે.
સખી પુનમે પુજા થાય, શોભા સારીરે;
દર્શન કરવાને જાય, નરને નારીરે.
સખી પંદર તથા સાત વાર, જે કોઇ ગાશેરે;
તેને મળશે દ્વારકાનો નાથ, વૈકુંઠ જાશેરે,

પદ ૯૦

? રણછોડરાયા જે રણછોડરાયા.
આરતી કીજે મહારાજાની, લોપે નવ માયા. જે૦ ટેક
મોર મુગટ શીર છત્ર બીરાજે, મણી માણેક ચળકે. (૨)
પુષ્પ મુગતાના તોરા, ચરણ સુધી લટકે. જે૦
લાલ કસુંબીઝીણાંસરબંધ, છોગાં બહુ ધરીયાં; (૨)
તીલક લીલાટ હીરા માણેક, મોતી બહુ ભરીયાં. જે૦
કેસરીઆડ મકરાક્રતકુંડળ, દધી સુત બેઉ જડીયાં (૨)
એક કટાક્ષે ભ્રકુટી કેરાં ત્રણ ભોવન ઘડીયાં. જે૦
અમુલ વરની આંખલડી, ધર્યું ચીબુક ગાલે. (૨)

મુખારવિંદતણી શી શોભા, કેસરી છે ભાળે. જે૦ ૫
અમુલ્ય હીરા હોઠ બીરાજે, કોટી રવી ચળકે; (૨)
કોસ્તુભમણી કંઠમાં ઓપે, માળા બહુ લળકે. જે૦ ૬
અનેક આભુષણ રત્ન હીમનાં, પુષ્પની માળા; (૨)
તુલસી હાર ચડાવે પ્રભુને,તે જન બહુ વાલા. જે૦૭
જરકસી જામો અંગે સોહે વિવિધ બહુ ભાતે; (૨)
ઈંદ્રાદીક બ્રહ્માદીક સર્વે,સ્તુતી કરે ખાંતે. જે૦ ૮
ચત્રુભુજ પુરૂષોત્તમ પુરણ, અવીનાશી નામે; (૨)
શંખચક્રગદાપદ્મ બીરાજે, બે ઉર ત્રણ વાજે. જે. ૯
કટી મેખલા પીતાંબર ઉપર, બાંધ્યા છે પટકે; (૨)
દીનાનાથ દીસેછે દયાળુ, ખુબ બન્યો લટકે. જે૦૧૦
ચરણકમળ આનંદસાગર, સેવક સુખકારી; (૨)
જે જન આવીનીરખે પ્રભુને,દુઃખ કાપે ભારી.જે૦૧૧
છડી વાંસળી નેપુર ઓપે, નટવરને વેશે; (૨)
ગોપ થઇ ગાયો ચારી, ગોપી રમ્યા રાસે. જે૦ ૧૨
જે પ્રભુ આપ અનાથનો નાથ, તે ડંકપુરવાશી. (૨)
ડાકોરનાથ થઇને બેઠા, પોતે અવિનાશી. જે૦ ૧૩
આઠે શીખર ઘોડીધર ઉપર, ચોઘડીયાં વાગે; (૨)
નોબત શબ્દ સુણે જે પ્રાણી, દુખ તેનાં ભાગે. જે૦૧૪

દર્શન દીનાનાથ દયાળુનાં, જે આવી કરશે; (૨)
કોટી જન્મનાં પુરણ પ્રાયશ્ચિત, તે પણ હરશે, જે૦ ૧૫
આરતી એ પુરૂષોતમ કેરી, પ્રેમ ધરી ગાશે;
જે કોઇ પ્રેમ ધરી ગાશે;
સુખ સંપત પામી તે પ્રાણી, વૈકુંઠે જાશે. જે૦ ૧૬

---

અબધુત એસો ગ્યાન બીચારી,
વામે કોણ પુરૂષ કોણ નારી. અબ.
બ્રાહ્મણકે ઘેર નાતી ધોતી, જોગનકે ઘેર ચેલી.
કલમા પઢકર હુઇરે તરકડી,તો આપેઆપ એકેલી અ.
નહી પરણેલી નહી કુંવારી, પુત્ર જણ જણ હારી;
કાળીમુંડીકા કોઇ ન છોડયા, તો હજુએ બાળકુમારી.અ
સસરો મારો બાળો ભોળો, ને સાસુ બાળકુમારી;
પરણ્યો હમારો પારણીયે ઝુલે, તો મેં ઝુલાવનહારી. અ.
બ્રહ્મા વિષ્ણુ શંકર દેવા, તોવે તીનકી મેં જાઇ;
એ તીનુંકે ઘેર ધણીઆણી તો, વેનકું ગોદ ખેલાઇ.
નહિ જાવું સાવરીએ નહી જાઉ પીયરીયે.
સ્વામીકી સેજ સમાઇ;
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, જોતમેં જોત મીલાઇ. અ.

### ભજન ૯૨

લે માળારે લે માળા, તું તો મોહનવરની લે માળા. ૧
નીરખી લે નટવર ન્યારા.
હરીહીરોતારા હાથજો આવે,તો તુટેલી ફુટીતાળા.તુંતો ૨
આ જુઠી બાજીનું જોર ન કીજે,
તારા છોડ મમત મોટા ચાળા. તું તો. ૩
જઠરામાંજાળવીઓતુંને, ભુલી ભવભરતોમોટીફાળા;તું૦
કાયા તોરિ કામ ન આવે; ફુંકે જલે જેમ અંગારા.તું.૪
છોટા કહે છતમાંનવ છાકો,તો સેજતરશો ભવપારા.તું.૫

---

### ભજન ૯૩

વારૂ મારા વીરારે, ન કરીયે સંગ નીચનોરેજી. ટેક.
નીચપણું નિશ્ચે નરકે લઇ જાય. વારૂ મારા.
આકડીઆનાં દુધરે અતી હે ઉજળાંરેજી,
તે પીધે તરત મૃત્યુ થાય. વારૂ મારા.
દુધડીયાં મંગાવોરે. ગવરિ ગાયનાંરેજી;
સાકર ભેળે સ્વાદ અતી ઘણો થાય. વારૂ મારા.
બાવળીઓ કંટાળોરે, અતી અળખામણોરેજી;
તેને સંગે અંગને વસ્ત્ર ઉજડાય. વારૂ મારા.

આંબલીયાની છાયારે, અતી રળીયામણીરેજી;
તેને સેવે ફળની પ્રાપ્તિ થાય. વારૂ મારા.
ગુરૂના પ્રતાપેરે, જેઠીરામ બોલીઆરેજી;
દેજો અમને સંત ચરણમાંહે વાસ. વારૂ મારા.

---

ભજન ૯૪.

રાગ ધોળ.

ગરૂડ ચઢી આવજો ગીરધારિ,
લજ્જા મારિ રાખજોરે મોરારિ; ગરૂડ૦

પ્રથમ પુજીએ શ્રી ગુરૂરાય.
શ્રી કૃષ્ણને લાગું પાય;
ગુણ ગાવાની ઇચ્છા થાય. ગરૂડ ચડી૦ ૧

પ્રથમ પુજીએ શ્રી ગુરૂરાય,
સારદા કરજો મારી સહાય;
પદ પુંજીને પાવન થાય. ગરૂડ ચડી૦ ૨

માતા આપો અવિચળ વાણી,
એમ ઇચ્છા રાખજો તમારિ;
દાસ થાય અવિચળકારી. ગરૂડ ચડી૦ ૩

ધન ધન કુંતાજીરે માય,
જેણે સેવ્યા શંકર રાય;
પાંચ દેવે લીધો અવતાર ગરૂડ ચડી૦ ૪

પાંચે પુત્ર તો પાંડવ જાણો,
છઠ્ઠા દ્રૌપદીને વખાણો;
એમાં સંદેહ કશો નવ આણો. ગરૂડ ચડી૦ ૫

રાજા ધર્મ તો ધર્મ ધ્યાન,
રૂડા અર્જુનના મન વિશ્રામ;
તેમાં ભીમક મહાબળવાન. ગરૂડ ચડી૦ ૬

રત્નવંતાની કુંવરીરે આવે;
સાથે જોશી સહેદેવને લાવે,
પાંચે પુત્ર પાંડુના કહાવે. ગરૂડ ચડી૦ ૭

હસ્તિનાપુરમાં ઓળો રે પડી,
માંડી બાજી તે પાસા ઢાળી;
પેહેલે પાસે તે હસ્તિનાપુર હારી. ગરડ ચડી.૮

બીજે પાસે તે ગરથ ભંડાર,
ત્રીજે ઉગરવા નથી આર;
એમ સાક્ષ છે વારંવાર. ગરૂડ ચડી૦ ૯

ચોથે પાસે ચતુરાઇ સારી,
પાંડવ હાર્યા છે દ્રૌપદી નારી;
સામો દુર્યોધન અહંકારી. ગરૂડ ચડી૦ ૧૦

ત્યાં તો શોભા ભરાઇ છે સારી,
બોલ્યો દુરીયોધન અહંકારી;
તેડી લાવો તે દ્રૌપદી નારી. ગરૂડ ચડી૦ ૧૧

સતી ભરી સભામાં આવ્યાં,
સભા દેખીને મન લજવાયાં;
દુષ્ટે હસીનેરે બોલાવ્યાં. ગરૂડ ચડી૦ ૧૨

સતી રમ્યા તમારારે સ્વામી,
હાર્યા રાજપાટ સતી ગામ;
આવી માંડો ઘર આ ઠામ. ગરૂડ ચડી૦ ૧૩

સતી આવી બેસોનેરે ખોળે,
એવાં વચન દુર્યોધન બોલે;
તોયે સતીનાં મનના ડોલે; ગરૂડ ચડી૦ ૧૪

ખોળે બેસશે ગદા ભીમ કેરી,
તને કાળે લીધો છે ઘેરી;
તું તો જાદવ કુળનો વેરી. ગરૂડ ચડી૦ ૧૫

તને લાગ્યું સતીનું રે પાપ,
ખોળે બેઠો તે શોક સંતાપ. ગરૂડ ચડી૦ ૧૬

દુર પંથ છે દ્વારકાં ગામ,
ત્યાં તો પોઢયા છે શ્રી ભગવાન;
જોગી જોઇ ધાયા ઘનશ્યામ. ગરૂડ ચડી૦ ૧૭

એમણે ગરૂડ શણગાર્યો તતકાળ,
ચીર નવસેં નવાણું આણ્યા;
આવી પુર્યાં છે શ્રી ભગવાન. ગરૂડ ચડી૦ ૧૬

---

પદ ૯૫

શ્રી રામચંદ્રજીના ધ્યાનની સ્તુતી.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન હરણ ભવ ભય દારૂણં,
નવ કંજ લોચન કંજ મુખકર કંજ પદ કંજારૂણં.
કંદર્પ અગણિત અમિત છબી નવનીલ નીરજ સુંદરં;
પટ પીત માનહુ તડિત રૂચીસુચી નૌમી જનકસુતાવરં.
શિર મુકુટ કુંડલ તીલક ચારૂ ઉદાર અંગ વિભુષણં,
અજાનુ ભુજ શર ચાપ ધર સંગ્રામજીત ખરદુષણં.
ભજ દીનબંધુ દીનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં,
રઘુનંદ આનંદ કંદ કૌશલ્ય ચંદ દસરથ નંદનં.

ઇતી વદત તુલસીદાસ શંકર શેષ મુની મનરંજનં,
મમ રૂદયે કંજ નિવાસ કરૂં કામાદિ ખળદળ ગંજનં.

મંગળા આરતી ૧ લી.

રસભીના રાય રણછોડ, વસો મારા રૂદીયામાં,
સુખસાગર શ્રી રણછોડ, વસો મારા રૂદીયામાં;
પ્રાતઃસમે પ્રભુના મુખ નીરખી,આનંદ ઉર ન સમાયરે
સુરનર મુનીવર વેદ વખાણે. નારદસારદ ગાય. વસો.
કોટીવદન છબી મુખપર વારી, અકલીત રૂપ અપારરે;
મંગળ રૂપ મનોહર દીસે, સેવક સુખ ભંડાર. વસો.
તાલ મૃદંગ વીણા રસ વાગે, મુખ મોરલી ધનઘોરરે;
પ્રેમ કરીને પીધા રસ બંધુ ગોપી ચંદ્રકીશોર.
કંચન થાળ કપુર ભરી માંહી, પાંચે જોત પ્રકાશરે;
આરતી ઉતારૂ મારા અલબેલાની,રાધા રમણવીલાસ.વ.
અષ્ટ સીદ્ધી આગળ ઉભી, મુખથી રહી કરજોડરે;
પ્રાણજીવન પરશોતમ સ્વામી,રાજ કરો રણછોડ. વસો.



# જાહેર ખબર.



| | | | |
|---|---|---|---|
| સદેવંત સાવળીંગાની વાર્તા | ૦—૪—૦ | ભજન સાગર | ૦— |
| ગજરામારૂની વાર્તા | ૦—૮—૦ | પારસમણી | ૦— |
| ગુલબંકાવલીની વાર્તા | ૦—૪—૦ | ભક્ત શીરોમણી | ૦— |
| બરાસ કસ્તુરીની વાર્તા | ૦—૪—૦ | રાણકદેવી | ૦— |
| સુંદર કામદારની વાર્તા | ૦—૪—૦ | અભેમન્યુનો ચકાવો | ૦— |
| નરસીંહ મહેતાનો નૉવેલ | ૦—૮—૦ | સુરેખા હરણ | ૦— |
| મણી મેના | ૦—૪—૦ | મચ્છવેદ | ૦— |
| સુંદર રસીક | ૦—૪—૦ | મદાલસા આખ્યાન | ૦—૨—૦ |
| બીરબલ અને બાદશાહ મોટું ૧—૮ ભાગ | ૦—૮—૦ | જાળંધર આખ્યાન | ૦—૨—૦ |
| કામીની ચરિત્ર | ૦—૮—૦ | હલામણ જેઠવો | ૦—૩—૦ |
| કલી કૌતક | ૦—૮—૦ | સંગીત લીલાવતી | ૦—૪—૦ |
| ભરથરી | ૦—૪—૦ | માન મુસાફીર | ૦—૪—૦ |
| ફેનોગ્રાફ | ૦—૪—૦ | હોથલ પદમણી | ૦—૪—૦ |

એ સીવાય અમારે ત્યાં તમામ જાતના ઉર્દુ, ફારસી, અરબી, હીન્દી, ગુજરાતી વગેરે પુસ્તકો; ઈદ મુબારકનાં ફેન્સી કાર્ડો વેપારીઓને જથાબંધ ઘણાજ કીફાયત ભાવથી મળશે.

તમામ જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**મી. બદરૂદીન હુસેનુદીન નીઝામી.**

બુકસેલર,

ઠે. ત્રણદરવાજા—**અમદાવાદ.**